શ્રી લેખમાળા નં. ૬.

# નામદાર ગોખલેનું ભાષણ.

---

## સ્વદેશી સભા.

કૃષ્ણ બીલ્ડીંગ,

કોટ, મુંબઇ.

---

પ્રત ૧૦ ૦૦૦]        કીમત અર્ધો આનો.        [જુલાઇ ૧૯૧૯.

# સ્વદેશી સભા.

—:o:—

## સ્વદેશી વ્રત.

---

### શુદ્ધ સ્વદેશીવ્રત.

ઇશ્વરને દરમ્યાન જાણીને હું પ્રતિજ્ઞા લઉં છું કે આજ હિંદુસ્તાનમાં એવા કપડાંનો ઉપયોગ નહિ કરૂં કે જે હિન્દુસ્તાનનાં કપાસ કે રેશમ કે ઉનમાંથી હિન્દુસ્તાનમાં કંતાયેલા ન વણાયેલાં નહિ હોય.

આ વ્રત હું આખી જીંદગીને સારૂ (—વરસને સારૂ) લઉં છું

### મિશ્ર સ્વદેશીવ્રત.

ઇશ્વરને દરમ્યાન જાણીને હું પ્રતિજ્ઞા લઉં છું કે આજથી હિંદુસ્તાનમાં એવાં કપડાંનો ઉપયોગ નહિ કરૂં કે જે હિન્દુસ્તાનમાં વણાયેલાં નહિ હોય.

(સુતર, ઉન કે રેશમ પરદેશી હોય અને પરદેશમાં કંતાયેલા હોય તેની આ વ્રતમાં બાધા નથી.)

આ વ્રત હું આખી જીંદગીને સારૂ (—વરસને સારૂ) લઉં છું.

### ત્રીજું સ્વદેશી વ્રત.

ઇશ્વરને દરમીઆન જાણીને પ્રતિજ્ઞા લઉં છું કે હવે પછીથી હું મારા પહેરવાસને સારૂ દેશી કે પરદેશી રૂ, ઉન કે રેશમમાંથી દેશમાં કે પરદેશમાં કંતાએલા ધાગામાંથી અને દેશમાંજ વણાયેલું કાપડ ખરીદીશ; પારકાના કે હવે પછી ભેટમાં મળનારા પરદેશી કાપડનો ઉપયોગ હું નહિ કરૂં.

# સ્વદેશી હીલચાલ.



[સને ૧૯૦૭ ના ફેબ્રુઆરી માસના બીજા અઠવાડીઆમાં નામદાર ગોખલેએ લખનૌમાં કેટલાંક જાહેર ભાષણો આપ્યાં હતાં. નીચેનું ભાષણ તા૦ ૯ મી ફેબ્રુઆરી ૧૯૦૭ ના રોજે આપ્યું હતું. રાજા રામપાલસિંગ પ્રમુખસ્થાને હતા.]

પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આજે હું હિંદની આર્થિક સ્થિતિ અને સ્વદેશી હીલચાલ વિષે બોલવા ધારૂં છું. છેલ્લાં બે વર્ષમાં દેશમાં સ્વદેશી ભાવના ઝપાટાબંધ પ્રસરી રહી છે એ વર્તમાન સમયનું અતિ આનંદદાયક ચિન્હ છે. મેં ઘણી વાર કહ્યું છે અને તે ફરી ફરીને કહી શકાય તેમ છે કે ઉચ્ચમાં ઉચ્ચ સ્વદેશી એ માત્ર એક ઔદ્યોગિક હિલચાલ નથી પણ આખા રાષ્ટ્રના જીવન ઉપર અસર કરનારી વસ્તુ છે. ઉચ્ચમાં ઉચ્ચ સ્વદેશીમાં માતૃભૂમિ પ્રત્યેનો ઉંડો, ઉત્કટ, હૃદયના જુસ્સાનો અને સર્વવ્યાપી પ્રેમ રહેલો છે. આ પ્રેમ એકાદ પ્રવૃત્તિમાંજ નહિ પણ બધી પ્રવૃત્તિમાં વ્યકત થાય છે, તે મનુષ્યનું આખું જીવન ભરી નાંખે છે અને તેનો જરૂર ઉદ્ધાર કરે છે. આ હિલચાલ સંબંધી પહેલી વાત હું તમને એ કહેવા માગું છું કે દેશમાં તે ઉપડી છે તે કાયમ રહેવાને માટે. કેટલીક હિલચાલો એવી હોય છે કે થોડા

સમયને માટે ધમાલ કરી મૂકે અને પાછળ કાંઇ કાયમની અસર મૂકયા વિના બંધ પડી જાય. મને લાગે છે કે સ્વદેશી હિલચાલનું તેમ નહિજ થાય અને મારી પોતાની તો પ્રતીતિ છે કે આ હિલચાલમાંજ અન્તે હિંદનો સાચો ઉદ્ધાર છે. પરંતુ આજે હું સ્વદેશી વિષે મોઘમ બોલવા નથી માંગતો. આપણી સમક્ષ તાત્કાલિક પ્રશ્ન એ છે કે હિંદની વર્તમાન આર્થિક સ્થિતિમાં સ્વદેશીનો પ્રયોગ કેવી રીતે કરવો? તેનો પ્રદેશ કેટલો છે, તેનું સ્વરૂપ શું છે, કયા સાધનોથી આપણે કામ કરવાનું છે, અને દેશનો થોડો ઘણો સાચો ઔદ્યોગિક પુનરૂદ્ધાર કરવા માટે કેટલી મુશ્કેલીઓ આપણે ઓળંગવાની છે તે આપણે વિચારવાનું છે.

ગૃહસ્થો, મિ. રાનડેએ એક વખત કહ્યું હતું કે, "એક દેશ ઉપર બીજા દેશના રાજકીય આધિપત્ય તરફ લોકનું જેટલું ધ્યાન ખેંચાય છે તેટલું ઔદ્યોગિક આધિપત્ય તરફ ખેંચાતું નથી. ઔદ્યોગિક આધિપત્ય તરફ લક્ષ ઓછું જાય છે પણ તેની અસર વધારે ખરાબ થાય છે. રાજકીય આધિપત્યના ગેરલાભ ઉપર તરી આવે છે. એક પરદેશી પ્રજા બધું બળ અને સત્તા એક હાથ કરે અને લોકોને પરાધીન સ્થિતિમાં રાખે એ આપણે જોઇ શકીએ છીએ. આ વસ્તુ આપણને તરત માલુમ પડે છે, આપણા જીવનમાં દરરોજ તે સાલ્યાં કરે છે. માણસ જાત પોતાના હિતથી દોરાય તેના કરતાં પોતાની લાગણીઓથી વિશેષ દોરાય છે અને પરાધીન સ્થિતિમાં તો જરૂર એવું બને

કે લાગણીઓ અનેક બાબતોમાં દૂભાય ત્યારે તેનાજ વિચાર દિવસ અને રાત આપણને આવ્યા કરે અને આપણે પરદેશી સત્તા નીચે રહીએ છીએ એ બાબતજ મન આગળ ભમ્યાં કરે. તેથી ઉલટું એક દેશ ઉપર બીજા દેશના ઔદ્યોગિક આધિપત્યનું સ્વરૂપ આકર્ષક હોઇ શકે છે. જેમ હિંદમાં બન્યું છે તેમ જ્યારે આ આધિપત્ય વધારે સારા માલના રૂપમાં ખાસ કરીને લોકની રોજની જરૂરની ચીજોના રૂપમાં આવે ત્યારે આપણે અણજાણતાં તે આધિપત્યને સત્કારીએ છીએ, તેની મોહકતા અને લાલચોના ભોગ થઇ પડીએ છીએ. જ્યારે તેનું અનિષ્ટ હદપાર જાય ત્યારે તે તરફ આપણું ધ્યાન ખેંચાય છે. હિંદમાં બરાબર આમજ બન્યું છે. આપણને પાશ્ચાત્ય શિક્ષણ આપવામાં આવ્યું કે પહેલાજ આપણા વિચારો આપણી રાજકીય સ્થિતિ તરફ દોરાયા. અલબત, આપણી સામાજિક સંસ્થાઓનો પણ આપણે વિચાર કર્યો. છેલ્લાં પચાસ વર્ષનો ઇતિહાસ જેઓ જાણતા હશે તેમને ખબર હશે કે રાજકીય તેમજ સામાજિક સુધારા કરવાનો પ્રયત્ન એકકી વખતેજ શરૂ થયો; પરંતુ આ પ્રસંગે હું તેમાં ઉતરવા ઇચ્છતો નથી. હું એટલીજ બાબત ઉપર ધ્યાન ખેંચવા માંગું છું કે હિંદ ઉપર ઇંગ્લંડના ઔદ્યોગિક આધિપત્યનો વિચાર તે વખતે લોકનાં મનમાં આવ્યો ન હતો. કાંઇ નહિ તો જેટલો સ્પષ્ટ રીતે રાજકીય આધિપત્યનો વિચાર આવ્યો હતો તેટલો સ્પષ્ટ રીતે તો તે નહતોજ આવ્યો. તેનું પરિણામ એ આવ્યું કે આપણી જાહેર પ્રવૃત્તિનો મુખ્ય પ્રવાહ આપણી રાજકીય અભિલાષાઓ પૂર્ણ કરવાની

દિશામાંજ વળ્યો, અને ૨૨ વર્ષ ઉપર લોકની રાજકીય પ્રગતિને અર્થે કૉન્ગ્રેસ સ્થાપવામાં આવી ત્યારે કેટલાક વિચારવંત માણસોને ઔદ્યોગિક આધિપત્યનો પ્રશ્ન સૂઝયો હતો છતાં લોકના આગેવાનો તરફથી તેને જે આવકાર મળવો જોઇતો હતો તે ન મળ્યો. પણ હવે ઔદ્યોગિક પ્રશ્ન અને તેનું મહત્ત્વ આપણને બરાબર સમજાવા લાગ્યું છે, અને આજે તો એ તરફ આપણે એટલા ખેંચાયા છીએ કે ઔદ્યોગિક પ્રશ્ન રાજકીય પ્રશ્નને પાછળ નાંખી દેશે એવો ભય જણાય છે. જોકે ઔદ્યોગિક પ્રશ્નને મૂળે તો ઘણે દરજ્જે રાજકીય પ્રશ્નજ રહેલો છે.

ગૃહસ્થો, જ્યારે હિંદ ઉપર ઇંગ્લાંડના ઔદ્યોગિક આધિપત્યનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે આ દેશમાં બ્રિટિશ રાજ્યના એક અત્યંત શોકજનક પરિણામનો વિચાર આવે છે. બીજી બાબતોમાં તો જમા અને ઉધાર બન્ને પાસાં છે. દાખલા તરિકે આપણી રાજકીય અને વહીવટી બાબતોમાં બ્રિટિશ અમલનાં પરિણામો જોઇએ. જેમાં કોઇપણ નવું કામ ઉપાડવાની શક્તિ વિકાસ પામે એવી વિશ્વાસ અને જવાબદારીની જગાઓ આખી પ્રજાને માટે બંધ છે અને તેની લોકના ચારિત્ર ઉપર બહુ માઠી અસર થાય છે. વળી આપણે જોઇએ છીએ કે પ્રજાને જબરદસ્તીથી શસ્ત્રહીન કરવાનું પરિણામ રાષ્ટ્રની મર્દાનીનો ધ્વંસ થવા સિવાય બીજું આવવાનું નથી. આ દિશામાં પ્રજાની દિનપરદિન અધોગતિ થતી ચાલી છે એ આપણે જોઇ શકીએ છીએ; પરંતુ તેની સામે કેટલાક ફાયદા પણ છે, અને ત્રાજવું બીજી તરફ ન નમે એમ હું કહી શકતો નથી. પાશ્ચાત્ય

શિક્ષણ અને તેની પ્રાગતિક અસર એ લોકને મ્હોટા આશિર્વાદ સમાન છે. સહુ તરફ સરખું વર્તન રાખવાની જરૂર હવે આપણને વધારે સારી સમજાય છે. હવે આપણે જોઇ શક્યા છીએ કે જ્યાં સુધી સ્ત્રીઓની સ્થિતિ સુધરી નથી ત્યાંસુધી પુરૂષો એકલા બહુ આગળ વધી શકવાના નથી. આમ આ પાશ્ચાત્ય શિક્ષણ એકંદરે દેશમાં બહુ સરસ કામ કરી રહ્યું છે. બીજું બ્રિટિશ રાજ્યે હિંદી હિંદી વચ્ચે નિષ્પક્ષ ન્યાયની વ્યવસ્થા સ્થાપી છે. જોકે યુરોપીયન અને હિંદની વચ્ચે તેમ નથી. આ ન્યાય વ્યવસ્થા ખર્ચાળ છે છતાં હિંદી હિંદીની વચ્ચે તે નિષ્પક્ષ છે. પહેલાંના રાજ્યો વિષે આપણે એટલું કહી શકીશું નહિ. રેલ્વે, ટેલિગ્રાફ, પોસ્ટ ઑફિસ વગેરે ભૌતિક સંસ્કૃતિના આધુનિક સાધનો હિંદમાં આ રાજ્યે દાખલ કર્યાં અને ન્યાયની ખાતર આપણે કબૂલ કરવું જોઇએ કે આ વસ્તુઓથી આપણા સુખ અને સગવડમાં ઘણો વધારો થયો છે અને આપણી પ્રગતિમાં તે ભારે મદદરૂપ થઇ પડયાં છે. અને છેલ્લું, સુંદર અને પાકે પાયે સ્થપાયેલી શાન્તિ અને વ્યવસ્થાનું સુખ મોટું છે. આપણી ધીમે ધીમે અવનતિ થાય છે એ હું કહી ગયો તેની સામા પાસામાં આ વસ્તુઓ મૂકવી જોઇએ અને એકંદરે લાભની તરફ ત્રાજવું નમતું નથી એમ કહેવાને હું તૈયાર નથી. પરંતુ ઉદ્યોગના ક્ષેત્રનો વિચાર કરતાં આ રાજ્યનાં પરિણામો ભારે અનર્થ કરનારાં જણાય છે. આ બાબતમાં જમા પાસે બહુ ઓછું જોવામાં આવે છે. લગભગ બધીજ રકમો ઉધાર પાસે મંડાયલી જણાય છે. આ આક્ષેપ ઘણો

ગંભીર છે પણ હું ધારૂં છું તે સાબીત થઇ શકે તેમ છે. અંગ્રેજો આ દેશમાં આવ્યા તે પહેલાં હિંદની ઉદ્યોગ સ્થિતિ કેવી હતી તે તરફ આપણે નજર નાંખવી જોઇએ. એ વાત સાચી છે કે આ બાબત સીધો અથવા આંકડાનો પૂરાવો ઘણો ઓછો છે; પરંતુ આ દેશમાં આવેલા પ્રવાસીઓના વૃત્તાન્ત ઉપરથી દેશની સ્થિતિનો સામાન્ય ખ્યાલ આવી શકે છે. જોકે તે ઉપરથી આપણે ચોકકસ અને સંતોષકારક નિર્ણય બાંધી શકીએ નહિ. હિંદની સમૃદ્ધિનાં વખાણ આપણને દરેક સ્થળે માલુમ પડે છે. જોકે કોઇ કોઇ જગાએ જનતા ી ગરીબાઇનાં વર્ણન પણ દેખાય છે. પણ સમગ્ર જોતાં આટલું તો આપણે કહી શકીએ કે બીજા દેશોની સરખામણીમાં હિંદ ઉતરતું નહિ હોય. કદાચ બીજા ઘણા દેશો કરતાં તેની સ્થિતિ સારી પણ હશે. હું ધારૂં છું કે મુસલમાન રાજ્યના અંત સુધી તેની આવી સ્થિતિ હતી એમ કહી શકાય. સમૃદ્ધિ માટે હિંદની ખ્યાતિના આકર્ષણથી તેના ઉપર આટલાં બધાં આક્રમણો થયેલાં છે. એટલે કેટલાકની પાસે તો પુષ્કળ લક્ષ્મી હશે અને વસ્તિનો મ્હોટો ભાગ પણ, જમીન ફળદ્રુપ તથા લોકો ઉદ્યમી અને કરકસરીયા તથા એકંદરે દારૂ વીગેરેનાં વ્યસનોથી મુકત હોવાને લીધે ખેડૂતની સાદી આબાદી ઠીક પ્રમાણમાં ભોગવતો હશે. વરાળ તથા યાંત્રિક બળની મદદવડે માલ પેદા કરનારા હાલના પશ્ચિમની સાથે ૨૦૦ વર્ષ ઉપરના હિંદને સરખાવવું યોગ્ય નથી. પશ્ચિમ પણ વરાળ અને યંત્રનો ઉપયોગ ત્યાં થવા માંડયો તે પહેલાં ખેતી કરનારૂં હતું અને ઉત્પન્નમાં આપણા કરતાં ચઢી જતુ ન હતું. તે સમયના ધોર-

ણુથી આપણે વિચારીએ તો મને લાગે છે કે આપણે વધારે ગરીબ તો ન હતાજ પણ પશ્ચિમના ઘણા દેશો કરતાં શ્રીમંત હતા. તે ઉપરાંત આપણી સુંદર બનાવટો પાશ્ચાત્ય પ્રજાઓને આકર્ષતી. અહિંની ઝીણી મલમલ અને બીજી અનેક વસ્તુઓ ત્યાં આયાત કરવામાં આવતી તેજ બતાવે છે કે ઔદ્યોગિક પેદાશમાં આપણા લોકો કેટલા આગળ વધેલા હતા મુસલમાનો આવીને આ દેશમાં વસ્યા એટલે તેમના સમયમાં ધન પરદેશ ઘસડાઇ જવાનો પ્રશ્ન ન હતો. એટલે તેમના આવ્યા પહેલાં જે સ્થિતિ હતી તે એકંદરે કાયમ રહેલી હોવી જોઇએ.

પછી બ્રિટિશ રાજ્ય આવ્યું. ગૃહસ્થો હું આ પ્રસંગે ભૂતકાળનો ઉલ્લેખ કરૂં છું તેનું કારણ એજ છે કે તેના ઉપરથી આપણે વર્તમાન સમજી શકીએ અને ભવિષ્યને માટે માર્ગદર્શન તથા મદદ લઇ શકીએ. ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો શરૂઆતનો સમય હિંદુસ્થાનના ઉદ્યોગની દ્રષ્ટિથી છેક નપાટ હતો. લોકના ઉદ્યોગોનો નાશ કરવા તથા પશ્ચિમની બનાવટો દાખલ કરવા કંપનીએ ખામુખા ઉપાયો લીધા હતા. આ અંગ્રેજ લેખકોએ પોતે સ્વીકારેલું છે. હિંદુસ્થાન પ્રત્યેજ ઇંગ્લંડની આવી નિતિ હતી એમ ન હતું પણ અમેરિકા તથા આયર્લેંડ પ્રત્યે પણ તેજ નીતિ તેણે અખત્યાર કીધી હતી. એમેરિકા તો ઇંગ્લંડની ધુંસરી બિલકુલ ફેંકી દઇને તેમાંથી મુક્ત થયું. આયર્લેંડે પણ તેમજ કરવા પ્રયત્ન કર્યો પણ તે ફાવ્યું નહિ. આ દુષ્ટ નીતિના અમલથી હિંદુસ્થાનને સૌથી વિશેષ ખમવું પડ્યું. માત્ર ખેતી કરી કાચી પેદાશ ઉત્પન્ન કરે અને તે મા-

લને તૈયાર કરવા દેશમાં કારખાનાં ન હોય તેવી સ્થિતિમાં હિંદુસ્થાનને લાવી મૂકવાનો ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો હેતુ હતો. આપણી ઔદ્યોગિક અવનતિનું આ પહેલું પગથીઉં હતું. બીજુ પગથીઉં એ મંડાયું કે ઇંગ્લંડે આ દેશને અરક્ષિત વ્યાપાર નીતિનું ધોરણ જબરદસ્તીથી લાગુ પાડયું એટલે કે આખી દુનિયાની હરિફાઇને માટે આપણાં બારણાં ખુલ્લાં મૂકયાં. સેંકડો વર્ષ થયા ઇંગ્લંડની પોતાની નીતિ રક્ષિત વ્યાપારનીતિની હતી અને તે નીતિ વડે તેણે પોતાની વિશાળ ઔદ્યોગિક રચનાનો પાયો નાંખ્યો હતો. પરંતુ રક્ષિત નીતીથી કામ સધાયું. એટલે લગભગ ૬૦ વર્ષ ઉપર તે જુની નીતિ છોડી દઇ, મુખ્યત્વે કરીને રક્ષિત નીતિનો જે દુરૂપયોગ થતો હતો તે ટાળવા તેણે અરક્ષિત વ્યાપાર નીતિનું ધોરણ સ્વિકાર્યું. ઇંગ્લંડને કાચા માલ માટે મોટે ભાગે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે. અને લગભગ આખી દુનીયાને તે તૈયાર માલ પૂરો પાડે છે. એટલે આયાત કે નિકાસ માલ ઉપર કાંઇ દાણ ન હોય તેમાં તેનો લાભ રહેલો છે, કારણ દાણનું એક પરિણામ એ આવે કે પરદેશને પૂરો પાડવાનો માલ તેટલો મોંઘો પડે પરંતુ હિંદના જેવા સંજોગોવાળા દેશને જબરદસ્તીથી આવું ધોરણ લાગુ પાડવું એ એક જુદીજ વસ્તુ છે અને તેનું પરિણામ વિનાશકારક આવ્યા વિના રહેજ નહિ. આપણે વસ્તુઓ હાથે બનાવતા. આપણામાં પશ્ચિમના જેવી એકત્ર થઇને કામ કરવાની ટેવ, કૌશલ્ય કે સાહસ ન હતાં. આપણાં દેશમાં વરાળ અને યંત્ર જાણવામાં આવેલાં ન હતા. એટલે એકાએક આવી હરિફાઇનો ફટકો લાગે તો તેને પરિણામે આપણા ઉદ્યોગોનો નાશ થવા

વિના બીજું કાંઇ સંભવી શકે નહી. બાકી અરક્ષિત વ્યાપાર નીતિનું ધોરણ દાખલ થવાથી સાથેજ દેશમાં જે ન્હાના ન્હાના ઉદ્યોગો ચાલતા હતા તેની પાયમાલી શરૂ થઇ અને લોકોને તેમના એક ખેતીના ધંધા ઉપર ધીમે ધીમે જવું પડ્યું. આપણા જે અસલી ઉદ્યોગોનો નાશ થયો તેના બદલામાં બીજા શરૂ કરવામાં જો સરકારે આપણને મદદ કરી હોત તો તે માટે હું આમ શોક ન કરત. કોઇ પુરાણો ખેતીપ્રધાન દેશ દુનિયાની હરિફાઇના ચક્રમાં આવી પડયો હોય તો તેને ઉદ્યોગની નવી રચના સ્થાપવામાં સરકાર કેવી રીતે મદદ કરી શકે તે જર્મન અર્થશાસ્ત્રી લિસ્ટ સરસ રીતે સમજાવે છે. તેનું અર્થશાસ્ત્ર ઉપરનું પુસ્તક હિંદી વિદ્યાર્થીઓ માટે ઉત્તમમાં ઉત્તમ છે. તે કહે છે કે ઉદ્યોગમાં પચ્છાત કોઇ પણ દેશને જે દેશો પોતાના ઉત્પન્ન માટે વરાળ યંત્ર, તથા બીજા નવી જાતના શાસ્ત્રીય ઉપકરણોનો ઉપયોગ કરતા હોય તેની સાથે સરખી હારમાં આવવું હોયતો પહેલાં તેણે પોતાના હાથના ઉદ્યોગોનો નાશ કરવો એ તેને માટે આવશ્યક પગથીઉ છે. જ્યારે હાથની બનાવટનો માલ સંચાની બનાવટના માલ સાથે હરિફાઇમાં મુકવામાં આવે ત્યારે તે માલ પાછો હઠી જાય. એ અનિવાર્યજ છે. પરંતુ આવી સ્થિતિમાં રાજ્યને એક ફરજ પ્રાપ્ત થાય છે. તે વખતે રાજ્યે ડહાપણ

ભરેલી વ્યાપાર રક્ષણ નીતિથી ઉગતા ઉદ્યોગો વિકાસ પામી શકે એવી સ્થિતિની ખાતરી કરી આપવી જોઇએ. બાકી નવા ઉદ્યોગો પગભર ન થઇ શકે ત્યાં સુધી તેનું રક્ષણ કરવાની રાજ્યની ફરજ છે. અમેરિકા જે દુનિયામાં સૌથી શ્રીમંત પ્રજા છે અને હજી જે આગળ વધશે તેણે આ પ્રમાણે કર્યું છે. ફ્રાન્સ તથા જર્મની એ પણ તેજ પ્રમાણે કર્યું છે. પરંતુ હિંદુસ્થાનને વિષે ઇંગ્લંડની નીતિનું પરિણામ એ આવ્યું છે કે પરદેશી માલનો સામાન વધારે ને વધારે થવાની સવડ અહિં થઇ છે અને અત્યારે તો એવી સ્થિતિ આવી છે કે દુનિયામાં પરદેશી માલ ઉપર આધાર રાખનારો દેશ હિંદુસ્થાન જેવો બીજો કોઇ નથી. અત્યારે તો આપણા નિકાસમાંનો ૭૦ ટકા ભાગ જમીમાંથી ઉત્પન્ન થયેલો કાચો માલ છે. જો આ કાચા માલને તૈયાર કરવાનું આપણામાં કૌશલ્ય, સાહસ, મૂડી અને જમાવટ શક્તિ હોય તો અત્યારે આપણા દેશમાં તેટલા ઉદ્યોગો ચાલતા હોત. પરંતુ કાચો માલ બહાર જાય છે અને તેજ માલ ઉપર બનાવટનું ખર્ચ ચઢી તેટલા પૂરતો મોંઘો થઇ તૈયાર માલના રૂપમાં તે અહિં પાછો આવે છે.

આપણા આયાત માલના આંકડા તપાસીએ તો જણાય છે કે તેમાંથી ૬૦ ટકા તો તૈયાર માલ હોય છે. તે માલ

બીજા લોકોએ તૈયાર કરેલો હોય છે એટલે આપણે તો તે વાપરવાનું કામ કરીએ છીએ. જો આટલેથીજ પતન ગન જો વર્તમાન રાજ્યનીતિને પરિણામે હિંદુસ્થાનને તે [illegible] સાધન ઉપર નાંખીને ગ્રામીણ બનાવવાની ક્રિયાથીજ કામ અટકતું હોત તો તે સ્થિતિ પણ ખરાબ તો ગણાતજ, છતાં તે આટલી કટાકટીની નહિ ગણાત. પરંતુ આની સાથે રાજકીય પરાધીનતાને લીધે જે વસ્તુસ્થિતિ ઉત્પન્ન થઇ છે તે અસહ્યજ કહી શકાય. હિંદુસ્થાન દરવર્ષે ૧૦૦ કરોડ રૂપીઆનો માલ આયાત કરે છે. ત્યારે તેની કુલ વાર્ષિક નિકાસ ૧૫૦ કરોડની

એટલે દરવર્ષે ૧૦૦ કરોડ રૂપિયાનો માલ આ છે. અને ૧૫૦ કરોડ રૂપિઆનો આપણો માલ જાય આ તફાવતના કેટલાક ભાગના બદલામાં જે કીમતી ધાતુ આપણા દેશમાં આવે છે તે ધ્યાનમાં લેતાં માલુમ પડે છે કે હિંદુસ્થાનને દર વર્ષે ૩૦ થી ૪૦ કરોડનું નુકશાન વેઠવું પડે છે. હવે અહિં હાજર છે એમને હું એક સાદોજ સવાલ પૂછું છું. જો દર માહને તમારા ઘરમાં ૧૦૦ રૂપીઆ આવે અને બહાર ૧૫૦ રૂપીઆ જાય તો તમે શ્રીમંત બનો કે ગરીબ ? અને આ ક્રિયા વર્ષોનાં વર્ષો, દશકાને દશકા ચાલ્યાજ

કરે તો થોડા સમયમાં તમારી સ્થિતી કેવી થાય ? ઘણાં વર્ષોથી હિંદુસ્થાનની આ દશા ચાલે છે. દર વર્ષે ૩૦ થી ૪૦ કરોડ રૂપિઆ હિંદની બહાર જાય છે. તે કદી પાછા નહિ આવવાના. આવો રૂધિરસ્રાવ તો દુનિયાનો શ્રીમંતમાં શ્રીમંત દેશ પણ સહન કરી શકે નહિ. રૂધિરસ્રાવ બહુ આકરો શબ્દ છે પણ એક મહાન અંગ્રેજ રાજનીતિજ્ઞ–મહુંમ લૉર્ડ સૅાલ્સબરી જે ઘણા સમય સુધી ઇંગ્લંડના મુખ્ય ધાન હતા અને તે પહેલાં હિંદી ખાતાના પ્રધાન હતા ણે વાપર્યો છે. અત્યારે આપણી સમક્ષ જે આર્થિક પીડા ઊભી છે તેના મ્હોટા ભાગનું કારણ આ રૂધિરસ્રાવ છે. ર્ એ થાય છે કે આ નાણાં જો દેશમાં રહ્યાં હોય તો ..ઘોગિક કાર્યોને માટે મુંડી તરિકે લોકો વાપરી શકત. તે આપણે ગુમાવી બેઠા. પરિણામ એ આવ્યું છે કે ઔદ્યોગિક કાર્યો માટે ભાગ્યેજ આપણામાંથી મુંડી મળી શકે છે. કેટલીક વ્યક્તિઓ શ્રીમંત દેખાય છે અને તેમની પાસે થોડાં નાણાં રોકવાનાં હોય છે તેથી ભરમાવાનું નથી. આ બાબતમાં હિંદુસ્તાનને તમારે બીજા દેશો સાથે સરખાવવું જોઇએ. પછી તમને ખબર પડશે કે ઔદ્યોગિક વિકાસને અર્થે વાપરવા આપણી પાસે ભાગ્યેજ કાંઇ મુંડી એકઠી થયેલી છે. હિંદના અર્થ-

શાસ્ત્રના એક મ્હોટામાં મ્હોટા અભ્યાસક મહૂંમ ન્યાયમૂર્તિ રાનડેએ એકવાર ગણત્રી કાઢી હતી કે આપણી વાર્ષિક બચત આઠ કે દશ કરોડથી વધારે હોઇ ન શકે. આપણે ૨૦ કરોડ ગણીએ તો પણ પશ્ચિમના લોક દર વર્ષે સેંકડો અને હજારો કરોડો એકઠા કરે છે તેની આગળ આ શું હિસાબમાં? એટલે આપણા દુઃખનું નિદાન આ છે. હું એમ નથી કહેવા માંગતો કે સામી તરફથી આના બદલામાં કાંઇ અવેજ મળ્યો નથી. દાખલા તરીકે હિંદુસ્તાનમાં બધી રેલ્વે અંગ્રેજી મુંડીથી બંધાયલી છે. આ રેલ્વેઓ બાંધવામાં અત્યાર સુધીમાં ૩૭૫ કરોડ રૂપિઆ ખર્ચાયા છે. અને અને આ મુંડીના વ્યાજ બદલ હિંદુસ્તાને કંઇક રકમ ઇંગ્લંડને આપવી જોઇએ એ વાજબી છે. વળી અંગ્રેજોએ ગળી, ચ્હા અને બીજા ઉદ્યોગોમાં તેમની મુંડી રોકી છે. આ મુંડીનો કેટલોક ભાગ તો જરૂર આ દેશમાં તેમણે કરેલી બચતનો હોવો જોઇએ; પરંતુ નાણાં અહિંના બચાવેલાં હોય કે ઇંગ્લંડથી આણેલાં હોય તો પણ તે રોકનાર તો તેના ઉપર વાજબી દરે વ્યાજ માંગવા હકદાર છે; પરંતુ આ વ્યાજ બદલ અમુક રકમ બાદ કરતાં પણ દર વર્ષે હિંદુસ્તાનને ૩૦ કરોડ રૂપિઆની ચોખ્ખી ખાદ વેઠવી પડે છે. તમે પૂછશો કે આની સાથે રાજદ્વારી બાબતને શું લેવા દેવા છે? પરંતુ આ સ્થિતિ મ્હોટે ભાગે હિંદુસ્તાનની અસ્વભાવિક રાજ્યદ્વારી

સ્થિતિને લઇનેજ ઉભી થયેલી છે. અને હું ધારૂં છું કે આપણા વાર્ષિક ધનપ્રવાહમાંથી ૨૦ કરોડ રૂપિઆ સીધી કે આડકતરી રીતે રાજદ્વારી કારણોને લઇને જાય છે એમ ગણીએ તો તે ખોટું નથી. હિંદની સરકારે વિલાયતને ભરવાનાં નાણાં* ની ૨૬-૨૭ કરોડ રૂપિઆ છે તેમાંનો ઘણો ભાગ આ જાતનો કહી શકાય. આ ઉપરાંત યુરોપીઅન વેપારીઓ, દાકતરો, વકીલો અને એવા બીજા માણસો દર વર્ષે જે અહિંથી બચાવીને લઇ જાય તે ગણવું જોઇએ કારણ આ દેશમાં અંગ્રેજનો ઉપર હાથ હોવાને લીધે આ લોક ખાસ અધિકાર ભોગવે છે જે તેમના હિંદી હરીફોને મળતો નથી. પછી આ દેશમાં અંગ્રેજ અમલદારો અને બ્રિટિશ લશ્કરની કમાણી ગણવી જોઇએ. એટલે ઇંગ્લાંડના હિંદ ઉપરના રાજકીય આધિપત્યને લીધે હિંદને જે વેઠવું પડે છે તેનો કુલ આંકડો મેં ૨૦ કરોડનો ગણ્યો છે તેમાં કાંઇ વધારો પડતું નથી એવી મારી ખાતરી છે. બીજા દશ કરોડ ઇંગ્લંડના આપણા દેશ ઉપરના ઔદ્યોગિક આધિપત્યને લઇને ગણી શકાય.

---

* Home charges ઈન્ડિયા ઓફિસનું ખર્ચ તથા અહિંથી પેન્શન લઇને ગયેલા બ્રિટિશ અમલદારોના પગાર વગેરે.

ત્યારે પ્રતિ વર્ષે આપણે આટલો રૂધિરસ્ત્રાવ સ્હેવો પડે છે. તે ભારે આર્થિક અનિષ્ટ છે અને જ્યાં સુધી તેમાં મહત્ત્વનો ઘટાડો થાય નહિ ત્યાં સુધી ભવિષ્ય આશાજનક થઇ શકે નહિ. તમે જરાક જેટલી મુંડીથી શું કરી શકો ? વખતો વખત આપણા સાંભળવામાં આવે છે કે કોઇક સ્થળે એક નવું કારખાનું નીકળ્યું તેથી આપણે હરખાઇ જવાનું નથી. આપણી લડત તેના કરતાં વધારે ભારે છે. રાક્ષસ અને વામન વચ્ચેની લડાઇ જેવી છે. તમે પશ્ચિમના લોકમાં સાધનોનો જરા પણ ખ્યાલ બાંધી શકો તો તમને ખબર પડે કે આપણી મુશ્કેલીઓ કેવી પહાડ જેવી મ્હોટી છે. આ રૂધિરસ્ત્રાવ અટકાવવો હોય તો એ જરૂરનું છે કે સરકારી નોકરીમાં જેમ બને તેમ આપણા માણસો વધારે રાખવામાં આવે એટલે પેન્શનો અને લાંબી લાંબી રજાઓના પગાર આપણા દેશમાંજ બચે. હિંદની સરકાર પોતાને જોઇતી વસ્તુઓ ઇંગ્લંડમાંથી ખરીદે છે તે જેમ બને તેમ દેશમાંથી ખરીદાવી જોઇએ. બીજી દિશાઓમાં પણ આપણી સ્થિતિ સુધરવી જોઇએ. પણ હું ધારૂં છું કે ઇંગ્લંડ અને હિંદ વચ્ચેના રાજકીય સંબંધમાં જે કાંઇ અગત્યના ફેરફાર થાય તે ધીમે ધીમેજ થઇ શકે એમ નહિ કબુલ કરવામાં આપણી વ્યવહાર કુશળતા નથી. એકદમ અને તોફાની ચળવળથી આપણુને દાદ

મળશે નહિં. તે તો આપણે ધીમે ધીમે બળ પ્રાપ્ત કરતા જઇએ અને તેની સરકાર ઉપર અસર થાય ત્યારેજ મળે. જેમ આપણું આ બળ વધશે તેમ પેલો ધનપ્રવાહ ઓછો થશે. આપણા તૈયાર માલ સારૂ આપણે મ્હોટે ભાગે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે તે ઔદ્યોગિક કારણથી જે ધનપ્રવાહ જાય છે તે તો આપણા કુલ ધનપ્રવાહનો એક ન્હાનો ભાગ એક તૃતિયાંશ ભાગ, લગભગ દશ કરોડ રૂપિઆ જેટલો છે. એનો અર્થ એ થયો કે ઉદ્યોગની બાબતમાં આપણે પૂરેપૂરા સ્વાવલંબી થઇએ તોપણ અત્યારના વાર્ષિક ધનપ્રવાહનો બે તૃતિયાંશ ભાગ તો એમનો એમજ જાય. વળી ઉદ્યોગની બાબતમાં પૂરેપૂરા સ્વાવલંબી થવાની વાત તો સ્વપ્ના સમાન છે. નજીકના ભવિષ્યમાં ફળીભૂત થાય તેવી લાગતી નથી. મારે વળી કેટલાક આંકડાની માથાકુટમાં તમને નાંખવા પડશે તે માટે દિલગીર છું પણ આવી બાબતમાં આંકડામાં ઉતર્યા સિવાય બરાબર વિચાર થઇ શકે નહિ. ત્યારે હવે આપણી સ્થિતિ તપાસીએ. તમે જાણો છો કે હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે. છેલ્લા વસ્તિપત્રક પ્રમાણે વસ્તિનો ૬૫ ટકા ભાગ અને

લૉર્ડ કર્ઝનની ગણત્રી પ્રમાણે ૮૦ ટકા ભાગ ખેતી ઉપર આધાર રાખનારો છે. જમીનનો કસ દહાડે દહાડે ઘટતો જાય છે અને દર એકરે પાક ઓછો ઉતરતો જાય છે..આજે જે પાક ઉતરે છે તેને આઇન-ઇ-અકબરીમાં આપ્યો છે તે પ્રમાણે અકબરના સમયમાં જે પાક ઉતરતો તેની સાથે સરખાવો તો જમીનનો કસ કેટલો ઘટયો છે તે જોઇને તમે હેરત પામી જશો. એટલે ખેતીવાડીમાં સુધારો કરવાનો સવાલ ભારે મુસ્કેલીનો છે. આપણે જેટલી બની શકે તેટલી જુની રીતો નાબુદ કરવી જોઇએ અને પશ્ચિમની રીતો દાખલ કરવી જોઇએ. આપણે ખેતીવાડીમાં શાસ્ત્રીય પદ્ધતિ અને નવી ઢપનાં ખેતીના ઓજારો દાખલ કરવાં જોઇએ. આ સવાલ વધારે ગુંચવાડા ભરેલો થઇ પડે છે તેનું કારણ એ છે કે આ દેશમાં સામાન્ય રીતે ખેતી ન્હાના પાયા ઉપર ચાલે છે. જમીનના ઘણા ભાગ પડી ગયા છે અને તેનાએ પેટા વિભાગ પડેલા છે અને કેટલાકની જમીનો તો એટલી થોડી હોય છે કે તેના ઉપર સુધરેલી ઢપનાં સાધનો વાપરતાં પાલવેએ નહિ. વળી લોકોનું અજ્ઞાન અને નિઃસાધનતા પણ આડે આવે છે. એટલે એકંદરે ખેતીવાડીમાં સુધારો ધીમે ધીમેજ થવાનો પણ આ દિશામાં

તમે યુવાન માણસો દેશને મદદ કરી શકો એમ છો. સરકારી નોકરી માટે ફાંફાં મારવાને બદલે અથવા ઠસાઠસ ભરાઇ ગયેલાં વકીલ મંડળમાં વધારો કરવાને બદલે તમારામાંના કેટલાકે પરદેશ જઇ ખેતીનું શિક્ષણ લેવું જોઇએ, સુધરેલી ઢપના સાધનોથી માહીતગાર થવું જોઇએ અને પછી આ દેશમાં આવી ખેતીમાં પડવું જોઇએ. તેથી તમે તમારીજ ખેતી સુધારી શકશો એમ નહિ પણ બીજાને તમે રસ્તો દેખાડી શકશો અને લોકો તમે મેળવેલાં સારાં પરીણામો જોશે એટલે તેને અનુસરશે. સરકાર આ બાબતમાં હમણાંજ જાગ્રત થઇ છે અને તેણે ખેતીની બાબત હાથમાં લીધી છે; પરંતુ આ કાર્યનો મ્હોટો ભાગ તો આપણેજ કરવો જોઇએ. ખેતીથી બીજે નંબરે આપણા ધંધામાં વણાટનો ધંધો છે અને તેમાંથી રૂના વણાટનો-મિલની પેદાશ ગણીએ તો ગયે વર્ષે આખા હિંદુસ્તાનને જેટલું કાપડ જોઇએ તેનો એક ચતુર્થાંશ ભાગ હિંદમાં તૈયાર થયો હતો અને ત્રણ ચતુર્થાંશ બહારથી આવ્યો હતો. આ દેશમાં કાપડના ઉદ્યોગમાં રોકાયલી મુંડી ૧૬ થી ૧૭ કરોડની થાય છે. તમારામાંના કેટલાકને આ રકમ મ્હોટી લાગશે પણ આજ ઉદ્યોગમાં ઇંગ્લંડમાં જે રકમ રોકાયલી છે તેના પ્રમાણમાં આ શા હિસાબમાં છે? એકલા લેન્કેશાયરમાં કાપડના ઉદ્યોગમાં ૩૦૦ કરોડ રૂપીઆ રોકાયલા છે અને હજી તો રોકાણ

ઝપાટાબંધ વધતું જાય છે. કાચી ગણત્રી કહાડતાં આપણને જણાય છે કે આપણું ઉત્પન્ન ચાર ગણું કરવું હોય તો બીજી વધારાની મુંડી ૪૦ થી ૫૦ કરોડ રૂપિઆની જોઇએ. એ એક દિવસમાં તો બને નહિ. હાથની શાળમાં ઠીક કામ થઇ રહ્યું છે અને તેનું ભવિષ્ય પણ કંઇક ઠીક જણાય છે પણ આપણે આ બાબત ભ્રમમાં રહેવું જોઇએ નહિ મ્હોટો ભાગ તો સાંચા મારફતજ કહાડવો પડશે. તે રીતેજ પરદેશના માલ બનાવનારાઓની હરિફાઇમાં ઉભવા આપણે શક્તિમાન થઇએ. આપણે આ મુંડી આવતા દશ કે પંદર વર્ષમાં પણ એકઠી કરી શકીએ તો મને તો સંતોષ થાય. મને તો દહેશત એ લાગે છે કે તે કરતાંયે વધારે વખત જશે. દશ વર્ષને અંતે આપણે જોઇતું બધું કાપડ તૈયાર કરી શકીએ તો તો આપણે ઘણું સુંદર કામ કર્યું કહેવાય. આપણે બધાએ આપણી શક્તિ આ દિશામાં વાળવી જોઇએ અને જેમ બને તેમ જલદીથી આ ધંધો હાથ કરવો જોઇએ અથવા ગયેલો પાછો લાવવો જોઇએ પરંતુ ગૃહસ્થો, હું આટલું તો કહીશ. બહુજ અનુકુળ સંજોગોમાં પણ આ કામ મુશ્કેલીનું છે અને જરૂર વિનાના કડવા શોકજનક વિખવાદો ઉભા કરીને તે મુશ્કેલીમાં વધારો કરીએ તો આપણી મૂર્ખાઇની મણા ન રહે. આ પ્રશ્નનું સંતોષકારક નિરાકરણ લાવવું હોય તો તમારે ચોમેરના, સરકાર

સુદ્ધાંતના, સહકારની જરૂર છે. આજે કાંઇ નહિ તો સાંચા માટે આપણે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે. આપણું લક્ષ્ય પાર પાડવામાં જો નિષ્કારણ ખીજવાટ ઉભો નહિ કરવાની સંભાળ ન રાખવામાં આવે તો સરકારને ફટકો લગાવવા સાંચા ઉપર ૨૦–૨૫ ટકાનો ભારે કર નાંખી દેતાં કોઇ અટકાવી શકે એમ નથી. એટલે કાપડની પેદાશ વધારવાની આપણી બધી આશા હવામાં ઉડી જાય. વળી આપણે જરૂરનું અમુક જાતનું કાપડ દેશમાં મળી શકવાનો પ્રશ્ન પણ આમાં રહેલો છે. એક સમયે હિંદુસ્થાનમાં બહુ સુંદર કપાસ ઉગી શકતું અને તેની ઝીણામાં ઝીણી મલમલ બનતી. કમનસીબે, સમય જતાં અનેક કારણોને લીધે તે કપાસનું વાવેતર કરવાનું છાડી દેવામાં આવ્યું અને અત્યારના કપાસનો તાર લાંબો નીકળી શકતો નથી અને તેથી પ્રમાણમાં બહુ જાડું સૂતર નીકળે છે. આપણે ભૂતકાળના અનુભવ ઉપરથી જાણીએ છીએ કે આ દેશમાં ઉંચી જાતનું રૂ ઉગી શકે છે. મુંબઇ સરકાર કેટલાંક વર્ષો થયાં આ દેશમાં ઇજીપ્શિયન રૂ દાખલ કરવાના પ્રયોગો કરી રહી છે અને આખરે ઇજીપ્શિયન અને હિંદના રૂની એક મિશ્ર જાતિ ઉગાડવામાં ફતેહમંદ થઇ છે. સિંધમાં જે ભાગમાં નહેરનું પાણી મળી શકે છે તેની સ્થિતિ ઇજીપ્તના જેવીજ છે અને તે બધા ભાગમાં આ રૂનું વાવેતર કરવામાં આવે તો ઝીણા સુતરના સવાલનો

ફંડચો આવી જાય. એટલે આ બાબતમાં સરકારના સહકારની પૂરેપૂરી જરૂર છે અને જે લોકને સ્વદેશીના પ્રશ્ન ઉપર વાત કરવાનો પ્રસંગ આવે તેમણે એટલું ભુલવું જોઇએ નહિ કે તેમના ઉપર ભારે જવાબદારી રહેલી છે. સરકારની મદદ વિના આપણે ચલાવી શકીએ એવી વાતો કરીને તે લોકો નિષ્કારણ મુશ્કેલી ઉભી કરે છે, અને તેથી કરીને અજાણતાં તેઓ સાચી ઔદ્યોગિક પ્રગતિની તક ગુમાવે છે. પરંતુ કાપડના ઉદ્યોગમાં એકંદરે જોતાં ભવિષ્ય બહુ આશાજનક લાગે છે.

હવે હું ખાંડના ઉદ્યોગ ઉપર આવું છું. એક સમયે આપણે ખાંડનો નિકાસ કરતા, પરંતુ અત્યારે આ દેશમાં ૭ કરોડ રૂપીઆની ખાંડ આવે છે. પરદેશી રાજ્યો પોતાના વેપારીઓને નિકાસ કરવા માટે ઇનામ આપીને મદદ કરે છે. વળી તેઓએ ખાંડ બહુજ સસ્તી બનાવવાની રીતો શોધી કહાડી છે. બીજી તરફથી આપણે તો આપણી પુરાણી પધ્ધતિને વળગી રહ્યા છીએ. શેરડી હિંદુસ્તાનમાં બધે પુષ્કળ ઉગે છે. ખાસ કરીને તમારા પ્રાંન્તમાં (સંયુકત પ્રાન્તમાં) તો ઘણીજ ઉગે છે. આપણે બનતાં સુધી દેશી ખાંડનેજ ઉત્તેજન આપવાનો નિશ્ચય કરીએ અને આ બાબતમાં તો હું કહીશ કે પરદેશી ખાંડ નજ વાપરવી એવો નિશ્ચય કરીએ તો સરકારના સહકારથી

થોડાજ વખતમાં આપણે જોઈતી બધી ખાંડ પેદા કરી શકીએ. આ બાબતમાં તમારા લેફ્ટેનન્ટ ગવર્નરનાં કેટલાં વચનો જોઈ હું ખુશી થયો છું. તેમણે કહ્યું કે પરદેશથી એક ટન પણ ખાંડ ન આવે તો મને આનંદ થાય. એટલે સરકાર અને લોકો વચ્ચેના સહકારથી ખાંડના સવાલનો તો એકદમ ફડચો આવી જાય. બંગાળમાં તો વળી ઘણું મીઠું પણ ઇંગ્લંડથી આયાત કરવામાં આવે છે. જોકે બીજા પ્રાન્તો તો મ્હોટે ભાગે દેશી મીઠુંજ વાપરે છે. હિંદુસ્તાનને આટલો વિશાળ દરિયા કિનારો છે એટલે હિંદુસ્તાનને તો પોતાનું મીઠું પોતેજ પેદા કરવું જોઇએ. બીજું લગભગ ૨૦ લાખ રૂપિઆની છત્રીઓ, ૫૦ લાખ રૂપિઆની દીવાસળીઓ, અને ૬૦ લાખ રૂપિઆના કાગળ દર વર્ષે આપણા દેશમાં પરદેશથી આવે છે. આ બધી વસ્તુઓ અત્યારે અહિં બની શકે છે અને જેટલી બને તેટલી આ વસ્તુઓ દેશીજ વાપરવાનો નિશ્ચય કરીને તેની પેદાશ અને વપરાશને ઉત્તેજન આપીએ તો થોડા વખતમાં તે પરદેશથી આવતી આપણે બંધ કરી દઇ શકીએ.

આટલું કહ્યા અને કર્યાં પછી પણ તમે એટલું ધ્યાનમાં રાખો એમ હું ઇચ્છું છું કે નજીકના ભવિષ્યમાં બહુ બની શકે તેમ નથી. કોઇનો પણ ઉત્સાહ મોળો પાડી નાંખવા આ હું કહેતો નથી. કારણ હું તો ઇચ્છું છું કે આ બાબતમાં તમારો

ઉત્સાહ પૂરેપૂરા વેગમાં ને વેગમાં રહે. પણ એટલું યાદ રાખવાનું છે કે આપણી સામે હરિફાઇ રાક્ષસ અને વામનના વચ્ચેના જેવી છે. આપણે પરદેશી માલ નજ વાપરવો એમ નિશ્ચય કરવામાં ફાવીએ તોપણ તેથી આપણો ઔદ્યોગિક ઉદ્ધાર સધાશે નહિ. અત્યારે દુનિયામાં આપણો દેશ ગરીબમાં ગરીબ છે. ત્યારે બીજી તરફથી ઇંગ્લંડ શ્રીમંતમાં શ્રીમંત છે. સરકારી ગણત્રી પ્રમાણે હિંદુસ્તાનમાં માથાદીઠ પેદાશ વાર્ષિક બે પાઉન્ડ અથવા રૂપિયા ૩૦ છે અને હિંદી લોકોની ગણત્રી પ્રમાણે તો રૂ. ૨૦ છે. ઇંગ્લંડની માથાદીઠ પેદાશ ૪૦ પાઉન્ડ છે એટલે આપણા કરતાં વીશ કે ત્રીશ ગણી થઇ. વળી આયાત ઉપરથી બે દેશની ખરીદ કરવાની શકિતનો ખ્યાલ કરો. ઇંગ્લંડમાં માથાદીઠ આયાત ૧૫ પાઉન્ડ અથવા રૂ. ૨૩૫ ની થાય છે; ઇંગ્લંડની સ્વરાજ્ય ભોગવનારી વસાહતોમાં ૧૩ પાઉન્ડ છે; સીલોનમાં પણ માથાદીઠ ૨ પાઉન્ડ છે ત્યારે હિંદુતાનમાં માથાદીઠ ૬ શિલિંગ એટલે ૪ થી ૫ રૂપિયા થયા. આના જેવાજ ચોંકાવનારા બીજા આંકડા છે. બેન્કોમાં અનામત રકમો લઇએ. અલબત ઇંગ્લંડ કરતાં બેંકની પદ્ધત્તિ અહિં બહુ પછાત સ્થિતિમાં છે. પરંતુ તેને માટે છુટ મૂકતાં પણ તમે જોશો કે અસમાનતા ઘણી ભારે છે. ઇંગ્લંડમાં ચાર કરોડની વસ્તિમાં બેંકમાં અનામત રકમ આશરે ૧૨૦૦ કરોડ રૂપિયા છે. આપણી

વસ્તિ ૩૦ કરોડની છે ત્યારે આખા હિંદુસ્તાનમાં અનામત રકમ ૫૦ કરોડની છે. આ રકમમાં આ દેશના યુરોપીયન વેપારીઓનાં નાણાં પણ આવી જાય છે. હવે સેવિંગ્સ બેંક લઇએ. ઇંગ્લંડમાં સેવિંગ્સ બેંકો અને ટ્રસ્ટીસ બેન્કોમાં આજે ૩૦૦ કરોડ રૂપિયા અનામત છે ત્યારે આપણા દેશમાં ૧૨ કરોડ છે. એટલે ઇંગ્લંડમાં માથાદીઠ રૂ. ૭૫) થયા ત્યારે આપણે ત્યાં માથાદીઠ ૭ આના થયા. હવે તમે સહેલાઇથી જોઇ શકશો કે ઇંગ્લંડનાં સાધન અને આપણાં સાધન વચ્ચે અસમાનતા કેટલી ભયંકર છે. આ ઉપરાંત સંચા બધા ઇંગ્લંડથી આવવાના રહ્યા અને અહિં તે ગોઠવાઇ જાય એટલામાં તો ત્યાં તેમાં કાંઇ સુધારો થાય. એટલે આપણી સમક્ષ બહુજ કઠણ પ્રશ્ન છે અને સ્વદેશનું સાચું હિત ઇચ્છનારે તો તેનાથી બની શકે તો આ મુશ્કેલીમાં જરા પણ વધારો ન કરવો એ તેની પવિત્ર ફરજ છે.

એટલે આપણાં સાધનો બહુ થોડાં છે અને મુશ્કેલીઓ મ્હોટી ડુંગર જેવડી છે. માટે આપણને લાજમ છે કે કોઇ પણ દિશામાંથી આપણને સહકાર મળી શકે તેમ હોય તો તે તક જતી ન કરવી. વળી એટલું યાદ રાખવાનું છે કે ન્હાના ગ્રામીય ઉદ્યોગો માટે કાંઇક અવકાશ છે ખરો પણ આપણે આખી દુનિયાની હરિફાઇમાં પડયા છીએ તેથી આપણો મુખ્ય આધાર

તો વરાળ અને યંત્રથી માલ બનાવવાના ઉપર રાખવો પડશે, આ દ્રષ્ટિબિન્દુથી આપણી આજની મુખ્ય જરૂરીયાતો શું છે ? પ્રથમ તો દુનિયાની ઔદ્યોગિક સ્થિતિ વિષે આખા દેશમાં સામાન્ય રીતે અજ્ઞાન છે. બીજાઓની સરખામણીમાં આપણી સ્થિતિ શું છે તે તથા શા માટે આપણી સ્થિતિ આવી છે અને બીજાઓની જુદી છે તે આપણામાંના થોડાજ સમજે છે બીજું આપણી પાસે મુડી થોડી છે અને તેય બધી રોકતાં આપણે ડરીએ છીએ. ઔદ્યોગિક કાર્યો માટે સહકારની વૃત્તિથી પરસ્પર વિશ્વાસ આપણામાં બહુ થોડો છે અને તેથી એકત્રિત મુડીથી ઉપાડવામાં આવતાં સાહસ પણ થોડાં છે. ત્રીજું ઉંચા પ્રકારનું શાસ્ત્રીય અને યાંત્રિક કાર્ય જાણવા માટે દેશમાં સગવડો ઓછી છે. છેલ્લું, જે થોડી ઘણી વસ્તુઓ આપણે બનાવી શકીએ તે આખી દુનિયાની હરિફાઇમાં આવી પડે છે અને શરૂઆતમાં તે બનાવટમાં ઉતરતી હોય અને કીમતમાં કદાચ મોંઘી પણ હોય એટલે હિંદુસ્થાનની બજારમાં તેનું પોષણ થવું અઘરૂં પડે છે. આપણી જરૂરીયાતો વિવિધ પ્રકારની રહી એટલે તે દરેકમાં સ્વદેશીની સેવા કરવી જોઇએ. અને કોઇ આપણા કરતાં જુદીજ રીતે સેવા કરતો હોય તેટલાજ કારણથી તેની સાથે તકરાર નહિ કરી પાડવાની તો આપણે બહુ સંભાળ રાખવી જોઇએ. એટલે કોઇ માણુસ દુનિયાની

ઔદ્યોગિક સ્થિતિનું ખરૂં જ્ઞાન પ્રસરાવવાનો પ્રયત્ન કરે અને આપણે શી રીતે આગળ વધી શકીએ તે બતાવે તો તેણે પણ સ્વદેશી કાર્યની સેવા કરી ગણાય. તેજ પ્રમાણે દેશના ઔદ્યોગિક વિકાસને અર્થે કોઇ મુડી રોકે તો તેને દેશ ઉપર ઉપકાર કરનારો તથા સ્વદેશી કાર્યનો કીંમતી મદદગાર ગણવો જોઇએ. વળી જે માણસ હિંદી વિદ્યાર્થીઓને ઔદ્યોગિક અને શાસ્ત્રીય જ્ઞાન મેળવવા પરદેશ જવા નાણાં આપે,—કારણ આપણી અત્યારની સ્થિતિમાં આ જ્ઞાન માટે કેટલોક વખત તો આપણે પરદેશ ઉપર આધાર રાખવોજ પડશે—અથવા જે માણસો આવું જ્ઞાન મેળવવા પરદેશ જાય અને અહિં પાછા આવીને નવા ઉદ્યોગો ચલાવવાનો પ્રયત્ન કરે અથવા જેઓ દેશમાંજ યાંત્રિક ઔદ્યોગિક અને શાસ્ત્રીય શિક્ષણનો પાયો માંડે, તે બધા સ્વદેશીના ક્ષેત્રમાં સુંદર કાર્ય કરનારા ગણાય. પરંતુ સ્વદેશીની આ ત્રણ રીતે સેવા કરી શકે એવા તો થોડાજ હોઇ શકે. ચોથો રસ્તો આપણે બધાને માટે ખુલ્લો છે અને ઘણા તો સ્વદેશી ચળવળને માત્ર એજ રીતે મદદ કરી શકે. એ રસ્તો આપણે બનતાં સુધી માત્ર સ્વદેશીજ વસ્તુઓ વાપરવાનો અને બીજાને તેમ કરવા ઉપદેશ આપવાનો છે. આમ કરવાથી આપણા દેશમાં બનતી વસ્તુઓની ખપત માટે ભય નહિ રહે અને તે વસ્તુઓ માટે માંગ વધારીને તેની પેદાશને આપણે ઉત્તેજન આપશું. જનસમુદાય

દેશના ઔદ્યોગિક વિકાસ માટે કાંઇ મુડી રોકી શકે નહિ તેઓ ઉંચા પ્રકારનું યાંત્રિક, ઔદ્યોગિક અને શાસ્ત્રીય શિક્ષણનો પ્રચાર કરવામાં પણ વધારે મદદ કરી શકે નહિ. પરંતુ સ્વદેશી ઉદ્યોગોની શરૂઆતમાં તેમને જે અડચણો આવે અને જે હરિફાઇમાં ઉતરવું પડે તેમાં તેનું રક્ષણ કરવા કેટલોક સ્વેચ્છાથી ભોગ આપીને તેઓ સ્વદેશીની બહુ ઉપયોગી સેવા બજાવી શકે છે. સમય જતાં સ્વદેશી માલ બનાવટમાં સુધરશે અને તેની કીંમત પણ ઘટતી જશે. બનાવટ તથા કીંમતમા પરદેશીની સાથે ટકી શકે એવો તે માલ થાય, પછી તમે ખરીદો તેમાં તમે કાંઇ સેવા કરી ન કહેવાય. શરૂઆતમાં જ્યારે દેશી માલ સારો ન બનતો હોય અથવા મોંઘો પડતો હોય અથવા આ બન્ને વાનાં હોય ત્યારે દેશી માલની ખપત નકકી કરીને જે કામ રાજ્ય, રક્ષણની વ્યાપારનીતિથી કરે છે તે આપણે આપણા ઉદ્યોગોને માટે કરવું જોઇએ. માટે જે માણસો ફરીને લોકોને સ્વદેશી માલ વાપરવાનો ઉપદેશ કરવામાં રોકાયલા છે, તેઓ પવિત્ર કામ કરી રહ્યા છે અને હું તમને કહીશ કે બહાદુરીથી આગળ વધો અને તમારા મંત્રનો ઉત્સાહપુર્વક ઉપદેશ કરો. માત્ર એટલું ભુલી ન જશો કે સ્વદેશીની સેવા કરવાના અનેક રસ્તાઓ છે તેમાં તમારો માત્ર એકજ છે. અને તમારૂં કાર્ય તમે સંકુચિત, અતડી અને

અસહિષ્ણુ વૃત્તિથી એટલે કે જે તમારા પક્ષમાં નહોય તે તમારી વિરૂદ્ધ છે એવી વૃત્તિથી ન કરશો. ન્હાના મતભેદને અયોગ્ય અગત્ય આપવાનું હીંદીઓના મનનું જે અત્યારે વલણુ થઇ ગયું છે તેને ઉત્તેજન આપવાનો નહિ પણુ દાબી નાંખવાનો પ્રયત્ન કરજો. સંપ, સહકાર અને ઐક્ય–આ ત્રણુથીજ આપણી વર્તમાન દશામાં આપણે વિજય મેળવી શકીએ એમ છે.

આ સંબંધમાં આપણા દેશબન્ધુઓમાં માનીતા થઇ પડેલા એક વચન સંબંધી હું ધારૂં છું મારે કંઇક કહેવું જોઇએ. તે પરદેશી માલનો બૉયકૉટ–બહિષ્કાર છે. મારી ખાતરી છે કે આ બૉયકૉટ વિષે વાત કરનારા ઘણા તો એમજ માને છે કે પરદેશી માલને બદલે બનતાં સુધી સ્વદેશી માલ વાપરવો. આ વસ્તુ જરૂર સ્વદેશીમાં આવી જાય છે. પરંતુ બૉયકૉટનો અર્થ ઘણો દુષ્ટ છે. તેમાં તમને ગમે તો નુકસાન થતું હોય છતાં બીજાને નુકસાન કરવાની દ્વેષની લાગણી રહેલી છે. એટલે હું ધારૂં છું કે આપણી આ ચળવળ માટે બૉયકૉટ શબ્દનો ત્યાગ કરીને માત્ર સ્વદેશી શબ્દજ વાપરીએ તો સારૂં. બૉયકૉટ શબ્દથી આપણી વિરૂદ્ધ નાહક દ્વેષની લાગણી પેદા થાય છે. વળી આપણી અત્યારની ઐદ્યોગિક સ્થિતિમાં પરદેશી માલનો પૂરેપૂરો બૉયકૉટ બિલકુલ શક્ય નથી

તે યાદ રાખવું જોઇએ. કારણ તમે પરદેશી માલનો બૉયકૉટ કરો એટલે આયાત માલના એક તણખલાને પણ તમે અડકી શકો નહી. અને જેનો આપણે અમલ ન કરી શકીએ તેવા ઠરાવની વાતો કરીને આપણે માત્ર હાંસીપાત્ર બનીએ.

હવે એક શબ્દ કહીને હું સમાપ્ત કરીશ. આપણી સમક્ષ જે લડત છે તેમાં અનેક નિરાશાઓ માટે આપણે તૈયાર હોવું જોઇએ. આપણે એ પણ નકકી જાણી જવું જોઇએ કે આપણી પ્રગતિ ધીમી થવાની અને શરૂઆતમાં તો આપણને ફતેહ પણ પ્રમાણમા ઓછી મળવાની. પરંતુ આપણા હૃદયમાં દૃઢ શ્રદ્ધા રાખીને આપણે કાર્ય કર્યા જઇશું તોતો કોઇ મુશ્કેલી પણલાંબો કાળ આપણો માર્ગ રોકી શકવાની નથી અને દિનપ્રતિદિન આપણું ભવિષ્ય સુધરતું જશે. એકંદરે ઔદ્યોગિક પ્રશ્ન કઠણ છે છતાં રાજકીય પ્રશ્ન કરતાં વિશેષ કઠણ નથી. અને મારે મને તો બન્ને પ્રશ્નો મ્હોટે ભાગે એકમેક સાથે જોડાયલા છે. સન્નારીઓ અને સદ્ગૃહસ્થો, જે કાર્ય હિંદના લોકોને સાધવાનું આવી પડયું છે તે પૃથ્વીના પડ ઉપર કોઇ પણ લોકને આવી પડયુ હોય તેના કરતાં મુસ્કેલ છે. પરમેશ્વરે તે આપણા ઉપર શું કામ નાખ્યું હશે, પ્રવાહના ઉંડામાં ઉંડા ભાગમાં થઇને ચાલી જવાનું, યુદ્ધના ખરા જંગમાં પડવાનું શું કામ આપણને

સોપ્યું હશે તે તો પરમેશ્વરજ જાણી શકે. પરંતુ મને આશા છે અને શ્રદ્ધા છે કે આપણને આ કાર્યમાં યશ મળશે. સ્થિતિ એવી છે કે ખરા ભાવથી અને આત્મત્યાગની વૃતિથી માતૃભુમિની સેવા માટે આપણે તત્પર થવું જોઇએ, અને આવી સેવા કરતાં વિશેષ ઉચ્ચ, વિશેષ ઉન્નતિકારક, વિશેષ પવિત્ર, વિશેષ પ્રબોધક બીજુ શું હોઇ શકે ? હિંદને માટે કામ કરીયે છીએ તે આપણે આપણી જન્મભુમી માટે, આપણા પિતૃઓની ભુમી માટે આપણા સંતાનોની ભુમી માટે કામ કરીએ છીએ. આપણે જે દેશને માટે કામ કરવાનું છે, તેના ઉપર ઇશ્વરે તો ઘણા ઉપકાર કર્યાં છે પણ મનુષ્યે તેની સેવા બરાબર બજાવી નથી. અને ઇશ્વરના આદેશ પ્રમાણે આપણે કાર્ય કરીશું તો આપણી માતૃભુમીની વિશેષ ઉન્નતિ થશે અને દુનિયાની પ્રજાઓમાં તે ફરી તેનું માનવંત પદ પામશે.

---

શ્રી૦ રતનલાલ આત્મારામ શાહે, ધી "હીંદુસ્થાન" પ્રેસ. નાં૦ ૧૨–૧૬ બેંક સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં છાપ્યું અને શ્રી૦ શંકરલાલ ઘેલાભાઇ બેંકરે, કૃષ્ણ બીલડીંગ, કોટ, મુંબઇમાં પ્રસિધ્ધ કર્યું છે.